॥ ॐ ॥

# सत्येशना हृदयना भाव.

લખનાર, તથા પ્રસિદ્ધ કરનાર

Harinarayan Ganapataram, Bhatt.

Dharmaj.

સંવત ૧૯૬૭.    ઈ. સ. ૧૯૧૧.

કિંમત ૨ આના.

## —અર્પણ પત્રિકા—

**સ્વર્ગસ્થ પૂજ્ય પિતાશ્રી !**

આપનો અપ્રતિમ સ્નેહ મ્હારાથી વિસરાતો નથી. હું કેવી રીતે વિસરી શકૂં ?! મ્હારાથી તો શું પણ આખા નગરથી આપનો સ્નેહ વિસરાતો નથી કારણ કે આપ આખા નગરના વિશ્રાન્તિસ્થાન હતા. બાલકથી તે વૃદ્ધ સુધી સર્વ આપના વિરહની વેદનાથી પીડાય છે.

હવેંજ મ્હને ખરૂં લાગે છે કે " દિવસ બે સહુ લાડ પૂરશે પણ ન (તાતની) ખોટ ભાંગશે."

હું વિશેષ તો આપની સેવામાં શું લાવી શકૂં તેમ છુ ? કારણ કે * * * * નથી. પણ આપે આપેલા ઉપદેશોના કેટલાક ભાગને મ્હારી શક્તિ અનુસાર એકત્ર કરીને આપની સેવામાં લાવ્યો છું તો ત્હેના ઉપર અમીની દ્રષ્ટિથી જોશો અને આપના વિશાળ હૃદયમાં કંઇ સ્થાન આપશોઃ—

Dharmaj
10 April. 1911

Your ever Loving Son.
H. G. Bhatt.

# પ્રસ્તાવના.

બન્ધુઓ ! આટલાં થોડાં પાનને પ્રસ્તાવના હોય શકે ? ! હોઈ શકે વા ન હોઈ શકે પણ હું તો નીચેની થોડી બાબતો લખવાની રજા લઉં છું.

મ્હારા પિતા તા. ૨૪-૧૧-૧૦ ગુરૂવારને દિવસે વિદેહ થયા ત્યાર પછી કેટલેક દિવસે હું પ્રભાતમાં સૃષ્ટિ સૌન્દર્ય જોવાની ખાતર નગરથી બહાર ગયો હતો ત્યાંથી પાછા ફરતાં મ્હને અચાનક એવો વિચાર આવ્યો કે મ્હારા પિતાશ્રીના મ્હને આપેલા ઉપદેશોમાંથી થોડોક ભાગ એકત્ર કરીને પ્રસિદ્ધ કરવામાં આવે તો મ્હારા જેવા મનુષ્યોને ઘણો ફાયદો થાય. આ વિચારને આજે લગભગ ૩ માસ પછી કર્તવ્યમાં મૂકી શકું છું. અને તે પણ દોષરહીત તો નહીંજ.

દોષોના પુનરૂક્તિનું પત્ર પણ આપ્યું નથી તે સુજ્ઞ વાચકો નિભાવી લેશે.

किम्बहुना सुज्ञेषु.

H. G. Bhatt.

# सत्येशना हृदयना भाव.



परोपकारः पुण्याय पात्राय स्वार्थजीवनम् ।

अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयस्ते उभे नानार्थे पुरुषं सिनीतः । तयोः श्रेय आददानस्य साधु भवति हीयतेऽर्थाद्य उ प्रेयो वृणीते ॥

कठोपनिषद्.

## શ્રુતિનો ગૂઢ ભાવાર્થ.

નિઃશ્રેય કલ્યાણનો રસ્તો કંઈ જૂદોજ છે અને પ્રાકૃતિક પદાર્થ ( કુદરતી વસ્તુઓ ) અથવા લોભાવનારો માર્ગ બીજો છે. અહીં એ બન્નેને આપણે જૂદાં જૂદાં નામ શ્રેય એટલે સુમતિ અને પ્રેય એટલે કુમતિથી પીછાનીશું. એ બન્ને શ્રેય અથવા સુમતિ અને પ્રેય અથવા કુમતિ જૂદી જૂદી વૃત્તિઓવાળા મનુષ્યના હૃદયમાં હમેશાં રાત્રિદિવસ યુદ્ધ મચાવી મૂકે છે. ત્હેમાં જેઓ શ્રેય–સુમતિનો અંગીકાર કરે છે તેઓનું ભલું થાય છે અને જેઓ પ્રેય–કુમતિને પોતાની વ્હાલી ગણે છે તેઓ મોક્ષ અથવા પરમાનન્દની પ્રાપ્તિ અથવા સર્વ દુઃખોની નિવૃત્તિ વગેરે પોતાના જીવનના મુખ્ય પ્રયોજનથી તત્કાળ ભ્રષ્ટ થઈ જાય છે. ત્હેના એક ઉદાહરણથી હું ત્હમને સ્પષ્ટ બતાવવા ઇચ્છું છું. ભક્ત તુલસીદાસે કહ્યું છે કે—

" जहाँ सुमति तहाँ सम्पति नाना ।
जहाँ कुमति तहाँ विपत्ति निदाना ॥

એક બીજા કવિએ પણ કહેલૂં છે કે:—

**सर्वस्य द्वे सुमतिकुमती सम्पदापत्ति हेतू ।**

સંપત્તિ અથવા વિપત્તિનું મુખ્ય કારણ સુમતિ અથવા કુમતિ જ છે અને તેઓ મનુષ્યના હૃદય રણક્ષેત્રમાં હમેશાં મોટી લડાઇ કર્યા કરે છે.

તેથી ત્હેનું સ્પષ્ટરૂપ અહીં કહેવાની ઇચ્છા છે.

સુમતિ અને કુમતિ:—પરમપિતા ઉપર શ્રદ્ધા, વિશ્વાસ, ભક્તિ અને પ્રિતિનો વધારો થાય; સર્વવ્યાપકની સાથે આપણો ગાઢ સંબંધ થાય અને ત્હેના રસ્તામાં ચાલવૂં એ સુમતિ છે અને મલિન ભોગેચ્છાઓ સજી દઇને ઇશ્વર ભક્તિમાં લીન થઇ જવૂં એ પણ શ્રેય છે, સુમતિ છે, અને ત્હેનો તે યૌવન કાલ છે.

સ્વેચ્છાચારી અને વિષય લંપટ બનીને રાત દિવસ ઇન્દ્રિયોના સુખની અન્દર મત્ત બની જવૂં એ પ્રેય અથવા કુમતિ.

અને ત્હેની વૃદ્ધિ થવાથી ધર્મનાં કામોનો ત્યાગ થાય છે. નાસ્તિકતા, ઇશ્વર તથા પરલોક નથી અને તેમાં દ્રઢ થઇને સંસારની મોહજાલમાં ફસાય છે અને પ્રભુથી દૂર કરાય છે અને તે આ વિશયવાસનારૂપ કુમતિનો યૌવન કાલ છે.

સુમતિ અને ત્હેના પરિવારનો આશ્રય લેવાથી તે મનુષ્યને પરમપિતાની પાસે લઇ જાય છે. અને કુમતિને અધીન થવાથી પાપ પથ તરફ લઇ જાય છે.

વિષયવાસનારૂપ કુમતિ રાક્ષસી ખરેખર બધા દૈવી ગુણોનું ભક્ષણ કરનારી એક પિશાચિની છે.

બે દેવીનું વિશાળ રૂપ ધારણ કરીને દરેક નર નારીના હૃદયમાં ખેંચતાણ કરી મૂકે છે. એક સારે પન્થે લઈ જવા મથે તો બીજી ખરાબ પન્થે લઇ જવા મથે છે—દરેક પોતાના તરફ ખેંચે છે.

કુમતિ એવા માર્ગ ઉપર લઈ જાય છે કે જ્યાં જવાથી માનવ જીવનના મધુ–રસ સારહીન થઇ જાય છે અને પશુના જીવનથી પણ હલકું જીવન તે નર અથવા નારીનું થઇ જાય છે.

એક દિવસ સુન્દર ફળ ફુલથી ભરપૂર વાડીમાં એક સત્યેશ નામનો કોઇ યુવાન ત્હેના મિત્રો સાથે આનન્દથી રમતો તથા કુદતો હતો.

તે વખ્તે તે બન્ને સુમતિ અને કુમતિ, દેવીઓનાં સુન્દર રૂપ ધારણ કરીને તે સત્યેશની પાસે પોતાના પરીવાર સાથે આવીને હાજર થઇ. સુમતિદેવીના પિતા સત્ય, ક્ષમા માતા, વૈરાગ્ય વિવેક, વિનય ભ્રાતા, સન્તોષ કાકા, પવિત્ર પ્રેમ અને ધૈર્ય જ્ઞાતિના જન; શાન્તિ, નમ્રતા, પવિત્રતા, કોમલતા, ઉદારતા મૃદુતા, સહનશીલતા, પ્રસન્નતા વગેરે કન્યાઓ. મધુર વાણી ત્હેની સખી, પ્રભુ ભક્તિ બ્હેન; વિશ્વાસ, શ્રવણ, મનન, એ સેવક; દયા દાસી; પરોપકાર મિત્ર, નિરહંકાર દાદા, સુકૃત ત્હેના પરદાદા અને જ્ઞાન ત્હેનો પતિ છે.

બીજી કુમતિ દેવીના આલસ્ય પિતા, વિષયતૃષ્ણા માતા, અહંકાર દાદા, મમતા દાદી, જૂઠ અસત્ય ભાઇ, રોગ શોક પરીતાપ, ક્રોધ, લોભ, મદ, મિથ્યા અભિમાનાદિ એ ત્હેના કાકા છે અને ત્હેની કામના પરદાદી છે અને એ બધાંના પરદાદા સ્વાર્થ છે. નિન્દા

નશેબાજી–ચિન્તા–કઠોરતા, મૂર્ખતા, ચમ્ચલતા–ધૂર્તતા, પરહાનિ, નાસ્તિકતા, બેચેની એ ત્હેની કન્યાઓ છે. કુસંગ, વૈર, વિરોધ, કલહ, છલ, ભ્રમ, વિશ્વાસઘાત સંશય, કુડ–પાખંડ–કપટ વ્યર્થ બકવાદ અને દંભ એ ત્હેના પુત્ર છે. પ્રમાદ, ધનમદ, પરદ્રોહ, વગેરે ત્હેની જ્ઞાતિના માણસો છે. અને ત્હેને અજ્ઞાન પતિ છે. કુમતિદેવી પણ બનીઠનીને ઉપર પ્રમાણે પોતાના પરિવારને સાથે લઇને ત્યાં આવી પહોંચી. પહેલી સુમતિ દેવીએ તે યુવાનના હાથ પકડીને ઘણા પ્રેમ તથા આગ્રહથી કહ્યું કે એ વ્હાલા પુત્ર સત્યેશ ! જો તું મ્હારા ઉપર સ્નેહ કરીશ અને મ્હારો ઉપદેશ સાંભળીશ તો તું ખરાબ રસ્તામાં ભટકવાથી બચી જઈશ અને છેવટે ત્હારો નિવાસ પવિત્ર ધામમાં થશે અને તું અજર અને અમર બની જઈશ અને હું ત્હને ચેતાવું છું કે :વાસના–કુમતિ દરેક પ્રકારનાં પ્રલોભન–ચમક–દમક બતાવિને " **विषरसभरा कनक घट** "ની ભ્રાન્તિ દેખાડીને ત્હને ઉલટા રસ્તા પર લઇ જઇને આ સંસારની જાળમાં નાખી દેશે અને પછી ધીમે ધીમે,–ઉના ખળખળતા તેલમાં ત્હને નાખશે અને ત્યાં ત્હારે પાણિ વગરના માછલાની માફક તરફડીયાં મારતા પડી રહેવું પડશે.

એ વત્સ ! જો તું મ્હારૂં શરણુ લઇશ મ્હારૂં કહ્યું માનીશ તો હું, ધર્મ, આત્મપ્રસાદ, સાધુભાવ, ઇશ્વરપર શ્રદ્ધા, પ્રેમ, પરોપકાર, સ્વાધીનતા, વિનયભાવ, સરલ કોમળભાવ, શમ, દમ, તિતિક્ષા, દયા, ક્ષમા, સત્ય અને સંતોષ આદિ મ્હારા પરિવાર સાથે ત્હારી રક્ષા અને સેવા હમેશાં કરીશ. હવે સાચૂં કહે કે અમારા બન્નેમાં સારી સમૃદ્ધિ કોની છે. જો પરમકૃપાળુ પરમેશ્વરના દર્શનની ત્હારા આત્મામાં તૃષા હોય તો મ્હારા પન્થે ચાલ હું ત્હને હજારો મલિન

બન્ધુઓથી મૂક્ત કરીને મંગળમૂર્તિ પિતાજીની અનન્ત સુખમયી ગોદમાં બેસાડી દઇશ અને ત્યાં ત્હને ધર્મરૂપી મહામણિનો લાભ થશે અને પરમ શાન્તિ મળશે અને તું પ્રસન્ન ચેરે પિતાનાં દર્શન કરશે. અને પિતા રાજી થઇને ત્હને પરમાનન્દનો પાત્ર બનાવી દેશે. તું નિશ્ચય જાણ, કે મ્હારો પન્થ જીવમાત્રને સુખ આપનાર છે અને દેવતાઓ, ઋષિ મુનિઓ અને મહાત્માઓના સિધા અને સરલ પન્થ એ મ્હારાજ પન્થ છે અને આથી જો ત્હારી ઇચ્છા થાય તો મ્હારા ઉપદેશને ત્હારા હૃદયમાં સ્થાન આપ અને આ કુમતિને કહે કે અહીંથી જતી રહે અને જો ન જાય તો તેના ઉપદેશો સાંભળીશ નહીં. અને કદાચ સાંભળે તો ધારણ કરીશ નહીં. વ્હાલા પુત્ર! હું કેટલું ગણાઉં ? ત્હેની મોહજાળમાં પડીને હજારો મુસાફર પોતાનું અમુલ્ય જીવન-ધન દોલત લુંટાવી દઇને છેવટે માથું પછાડી પછાડીને મરી જાય છે. ત્હને જોઇને મ્હને ઘણી દયા આવે છે ત્હારી નવી જુવાની છે, અને ત્હારી હાલત જોઇને મ્હારૂં હૃદય દયાથી પીગળી જાય છે.

વિજળીના જેવી ચંચલ આ ત્હારી જુવાનીથી ચોકસ-સાવચેત રહેવું એ ઉચિત છે.

આ વખ્તે ત્હારાં જ્ઞાનચક્ષુ તેજ છે, ત્હારૂં શરીર અને મન ઉત્સાહથી પૂર્ણ થઇ રહ્યું છે. તું ધ્યાનપૂર્વક જો, કારણ કે એવું ન બને કે કુમતિનો પ્રેમ કુવો કે જેના ઉપર તૃષ્ણારૂપી અનેક વલ્લિઓ, અને કુસંગ, દુર્વ્યસનરૂપ ઘાસ ઉગ્યું છે અને તેનું મુખ ઢંકાઇ ગયું છે એવામાં તું ન પડે. એ કુવાની અન્દર જે પ્રાણી પડી જાય છે અને ત્હેને જે કષ્ટ થાય છે તે તો ત્હેનો જીવજ જાણે. ત્યાંથી ફરી

નીકળવાનો ઉપાય ત્હને કોઈ શિખવશે નહીં અને ત્હારો મદદગાર પણ કોઇ નહીં મળશે.

જ્યારે તું હાથ ગસશે અને પસ્તાશે, જ્યારે ત્હારે માથે વિપત્તિનાં વૃક્ષ ઉગશે, જ્યારે ત્હારા કુલને કલંક લાગશે, અને જ્યારે છેવટે ત્હારે નરકમાં જવૂં પડશે, અને ધર્મ અને ધનનો ત્યાગ કરવો પડશે, તે વખ્તે મ્હારો ઉપદેશ ત્હને સાંભળશે અને પછી તું ત્હેને વખાણશે.

ઓ અમૃતના પુત્ર! મ્હારો ઉપદેશ સાંભળો અને ધારણ કરેતો હું પ્રતિજ્ઞા કરીને કહૂં છૂં કે હું ત્હને જ્યોર્તિમય બ્રહ્મ ધામમાં લઈ જઈશ. એ મ્હારો ઉપદેશ છે—એ મ્હારી ઇચ્છા છે, એ મ્હારૂં લક્ષ્ય છે. આવી રીતે વાદથી બન્ને દેવીઓ પોતાના પરિવાર સાથે પુરૂષના હૃદય-રણક્ષેત્રમાં તુમુલ યુદ્ધ કરવા લાગી. એકબીજાને જીતવાની ઇચ્છાથી રાત્રિદિવસ યુદ્ધ ચાલુ રહ્યું. કોઇ વખ્ત સુમતિની જીત થાય તો કોઇ વખ્ત કુમતિનો જય થતો. આ બેની લડાઇ આ નૌયુવાન ઉભો ઉભો જોતો હતો અને કુમતિ (પરિવાર સાથે) પેલા યુવાનના બન્ને પગ ઝાલીને બળથી સંસાર સમુદ્રમાં ફેંકી દેવાને ચ્હાતી હતી. બીજી સુમતિ દેવી સ્નેહથી હાથ પકડીને અમૃત ધામમાં લઇ જવા ચ્હાતી હતી. એટલામાં પેલો યુવાન બોલ્યો ઓ સુમતિ! જરા ત્હમે ચૂપ રહો અને આ કુમતિને પણ કંઇક કહેવા દો. મ્હને જોવા દો કે તે પણ કેવી કેવી વાણી સંભળાવે છે—

मधुतिष्ठति जीव्हाग्रे हृदयेतु हलाहलम् ।

હૃદયમાં વિષથી પૂર્ણ અને મુખમાં અમૃત જેવી દેખાતી શ્રુતિયોના પ્રમાણ દેતી કુમતિ બોલી—

शतायुषः पुत्रपौत्रान् वृणीष्व

बहून् पशून् हस्तिहिरण्यमश्वान् ।

ઓ નૌયુવાન! આ ત્હારી તરુણાવસ્થા છે, આ ત્હારે ખાન-પાન અને મોજમજા ભોગવવાના દિવસો છે. આ સમય વૃદ્ધોની માફક ચાલિને ત્હારી જુવાનીને ખોઈ ન નાખ્ય. ત્હારે બધા સંસારનાં સુખ ભોગવવા અને દુનિયાંની લેઝતોના સ્વાદ ચાખવા છે? ત્હને સુખ આપવાને માટે મ્હારી પાસે સર્વ સામાન હાજર છે; આ સુમતિ કે જે દેવી બની છે અને ઉપદેશ કરે છે તે તો કંગાલ છે અને કોડી કોડી કરતી ભટક્યા કરે છે; ત્હેની પાસે એક પણ સામાંન મ્હારા સામાનની બરાબરી કરી શકે તેવો નથી અને જ્યારે ત્હેની પાસેજ નથી ત્યારે કહે તે ત્હને શું આપશે. ખોટી વાતો ભલે સાંભળ્યા કરો—

" यह जग मीठा है। आगे किसने दीठा है " ॥

એનું રૂપ તો જો, કોઇ વિધવાની માફક નિસ્તેજ—સફેત કપડાં પહેરેલાં છે અને મ્હારા તરફ નજર કરો, તો રત્ન અને હીરામાણેક-વાળાં ભૂષણો પહેરીને અને જરી અને મખમલના પોષાક પહેરીને ઊભી છું અને બધાંને—જોનારો એવું લાગે છે કે જાણે ચન્દ્રમાનો ટૂકડો તો નીચે નહીં પડયો હોય! દુનિયાંની બધી સારી સારી વસ્તુઓ મ્હારી પાસે છે. એવો એક પણ પદાર્થ નથી કે જે મ્હારા

હાથમાં ન હોય. અનેક પ્રકારનાં સુગંધિત દ્રવ્ય-ગુલાબ, કેવડો વગેરે ત્હમને ઠંડક આપવાને માટે તયાર છે, રહેવાને માટે રત્ન અને સ્ફાટીકમણીથી બનાવેલા દશ દશ માળ ઉંચા મહેલ પણ તયાર છે કે જ્યાં રાત્રિદિવસ, ગાયન, વાજીન્ત્ર, નૃત્ય, હાસ્ય, ખાન પાન, સુવૂં રમવૂં, કુદવૂં, ચાલૂજ રહે છે. લાલ રંગવાળા ઉત્તમમાં ઉત્તમ શરાબ અને બીજી અનેક પ્રકારોની ખાવા યોગ્ય, પીવા યોગ્ય, ચૂસવા યોગ્ય-આખા સંસારમાં જેટલા પદાર્થો છે તે બધા મ્હારી પાસે તયાર છે.

ત્હમારી સર્વ ઇન્દ્રીઓને સુખ આપનાર ચિત્તને પ્રફુલ્લિત રાખનાર તથા આનન્દ આપનારી બધી વસ્તુઓ હું આપી શકું છું.

**येये कामा दुर्लभा मर्त्य लोके सर्वान् कामान्श्छन्दतः प्रार्थयस्व। इमा रामाः सरथाः सतुर्या नहीदृशा लम्भनी या मनुष्यैः ॥**

આ લોકમાં જે જે કામનાઓ હલકા ભાગ્યવાળા મનુષ્યોને દુર્લભ છે તે સઘળું, જેવી ત્હારી ઇચ્છા થાય તેવી વસ્તુ મ્હોંથી મ્હારી પાસે માગ્ય. વિમાન, અશ્વ તથા ગાનારી મધુરી પૂર્ણ સ્ત્રીઓ, સ્વર્ગની અપ્સરાઓ અથવા દેવાંગનાઓના સમાન સુન્દર અને ચારૂ અંગવાળી અનેક વારાંગનાઓ, નાયિકાઓ એ સર્વ મ્હારી કૃપાથી ત્હારી સેવા કરશે.

**भूमेर्महदायतनं वृणीष्व**
**स्वयं च जीव शरदो यावदिच्छसि ॥**

ચક્રવર્તી રાજાના અથવા જેટલાં વર્ષ ત્હમે જીવવાની ઇચ્છા કરો તેટલાં વર્ષ અથવા ચિર જીવનના આદિમાં હું ત્હમને મૂકી શકું છું.

મ્હારી કૃપાથી ખુશામદ કરનારા મનુષ્યો ત્હારે ચરણે નમશે અને પ્રાર્થના કરશે.

અને તું રાજાધિરાજ બનીને સિંહાસન ઉપર બિરાજમાન થઇ શકશે. મ્હોટા મ્હોટા વિર પુરૂષોમાં અને રાજાઓમાં ત્હારૂં નામ પ્રસિદ્ધ થશે. અને જ્યારથી તું મ્હારી સાથે સ્નેહ કરશે ત્યારથી તું બધાનો શિરોમણી શિરતાજ બનશે.

ઉપર પ્રમાણે અનેક લાલચો તથા લલચાવનારા હાવભાવ જોઇને અને ત્હેની મીઠી મીઠી વાતો સાંભળીને તે યુવાન સત્યેશ પોતાનું ચિત્ત શાન્ત અને અચલ રાખીને બોલ્યો.

હે દેવી! ત્હમારી આ વાતોથી મ્હને એકેય બાબતમાં શાન્તિનો એક અંશ પણ મળ્યો નહીં. જે વસ્તુઓની તું મ્હને લાલચ આપે છે, જે સુખ ભોગોમાં તું મ્હને ફસાવવા ઇચ્છે છે ત્હેના વિષે મ્હેં થોડા દિવસ ઉપર સાંભળ્યું હતું કે—

**सर्वेन्द्रियाणां जरयन्ति तेजः ।**

મ્હારી બધી શક્તિઓ જીર્ણ થઇ જશે અને બધી ઇન્દ્રીઓનું બળ, તેજ, પરાક્રમ જતું રહેશે.

**आयुर्नश्यति पश्यतां प्रतिदिनं याति क्षयं यौवनम् ।**
**प्रत्यायान्ति गताः न पापिदिवसाः कालो जगद् भक्षकः ॥**
**लक्ष्मीस्तोय तरंग भंगचपला विद्युच्चलं जीवनम् ।**

જે પ્રમાણે ઘડામાંથી ધીરે ધીરે બધું પાણી ઝમી જાય છે–નિકળી જાય છે તે પ્રમાણે મ્હારૂં આયુષ્ય જતું રહે છે. દરરોજ મ્હારી જુવાની નષ્ટ થતી જાય છે.

" यह जग बुलबुआ है पानीका।
मेरा क्या भरोंसा है जिन्दगानीका ॥

મ્હારી જુવાનીના જે દિવસો જતા રહે છે તે ફરી અનેક યત્નથી પણ પાછા આવનાર નથી. મૃત્યુ રાત્રિદિવસ સર્વને ખાધાંજ કરે છે, લક્ષ્મી પાણીના પરપોટાના સમાન છે, અને આ જગત્ વિજળીના ઝમકારાના જેવું છે. મોતના મુખમાંથી કોઈ બચાવી શકે તેમ નથી–ત્હેવો દ્રષ્ટિ નીચે પણ આવતો નથી.

न मन्त्रं न तपो न दानं न मित्राणि न बान्धवाः ।
शक्नुवन्ति परित्रातुं नरं कालेन पीडितम् ॥

મન્ત્ર, તપ, જપ, દાન, મિત્ર, કોઇ વ્હાલો બન્ધુ, કુટુંબીજન વગેરેમાંથી એક પણ મૃત્યુથી પીડા પામતા મનુષ્યની રક્ષા કરી શકે તેમ નથી.

ભીસ્મ અને અર્જુન જેવા મ્હોટા મહારથીઓને પણ મૃત્યુ ખાઇ ગયું તો મ્હારો શો હિસાબ!

मातुलो यस्य गोविन्दः पिता यस्य धनञ्जयः ।
सोऽपिकाल वशंप्राप्तः कालोहि दुरतिक्रमः ॥

જે અભિમન્યુના મામા શ્રીકૃષ્ણ હતા અને જેના પિતા બહાદુર–ધનુર્ધારી અર્જુન હતા ત્હેને, પણ મૃત્યુને વશ થવું પડ્યું. સત્ય

એ ઘણુંજ બલવાન છે.

**आयुषः खण्डमादाय रविरस्तं गमिष्यति ।**

આજે સૂર્ય ઉગ્યો છે તો તે મ્હારા જીવનનો એક દિવસ લઇને ઝપાટાબંધ અસ્ત થઇ જશે. અથવા મ્હારા જીવનના એક મોતીનો એક કકડો લઇને કેવો ચાલ્યો જાય છે !

**महाबलान् पश्य महाऽनुभावान्**
**प्रशास्य भूमिं धनधान्यपूर्णाम् ।**
**राज्यानि हित्वा विपुलांश्च भोगान्**
**गता नरेन्द्रा वशमन्तकस्य ॥**

ઓ દેવી ! તું સાંભળ, મ્હોટા મ્હોટા શરીર મહાનુભાવ-મોટા મોટા દીર્ઘદર્શી મહાપુરૂષ મંડલના રાજાઓ, મહારાજાઓ, નરેન્દ્ર-ધનધાન્ય ભરપૂર એવી પૃથ્વી ત્હેના ઉપર રાજ્ય ચલાવનારા વગેરે દરેક પોતપોતાનાં રાજ્ય તથા વૈભવને ત્યજીને મૃત્યુના મુખમાં ચાલ્યાં ગયાં. ત્હારા આપેલા સામાનો-વસ્તુઓએ તે વખ્તે ત્હેમની કાંઈ નહીં જેવી પણ રક્ષા ન કરી.

**चेतोहरा युवतयः स्वजनोऽनुकूलः ।**
**सद् बान्धवाः प्रणति गर्भ गिरश्च भृत्याः ॥**
**गर्जन्ति दन्तिनिवहास्तरलास्तुरंगाः ।**
**सम्मीलने नयनयोर्नहि किञ्चिदस्ति ॥**

મનને આલ્હાદ આપે તેવી સ્ત્રીઓ અને, અનુકૂળ

કુલીન જ્ઞાતિબન્ધુઓ અને નમ્રતાપૂર્વક ગમ્ભીર અર્થ સહિત વચન બોલનારા સેવકો, મ્હોટા મ્હોટા દાંત જેના છે એવા હાથીઓની હારો (લાઇનો) અને બાણના જેટલા વેગથી ચાલનારા ચંચલ અશ્વ કે જેઓ હણહણાટ કરી મૂકે છે તે વગેરે સામાન ઓ દેવી! ત્હારો આપેલો મ્હારી પાસે મોજૂદ છે. પણ એ સઘળું નકામું છે. ઓ દેવી! ત્હેં જે મ્હને ચિરજીવનની લાલચ આપી છેઃ—

नलिनीदलगत जलमति तरलम्
तद्वज्जीवितमतिशय चपलम् ।

જે પ્રમાણે કમલની એક પાંખડી ઉપર પાણીનું એક બિન્દુ સ્થિરતા પકડીને રહી શકતુ નથી તે પ્રમાણે મ્હારૂં જીવન અસ્થિર અને ચંચલ છે.

क्षणादुत्पद्यन्ते विलयमपि यान्ति क्षणमपि ।
न केऽपि स्थातारः सुरगिरिपयोधि प्रभृतयः ॥

જે જે પદાર્થ તુ મ્હને આપવાને ઇચ્છેછે તેતો એક ક્ષણમાં પેદા થાય છે અને ક્ષણમાં નાશ પામે છે પહાડ, નદી, સરોવર વગેરે ત્હારા આપેલા જેટલા પદાર્થ છે તે સ્થિર રહ્યા હોય તેવું કોઈ પણ બતાવી નથી શકતું.

अवश्यं धातारश्चिरतर मुषित्वापि विषयाः
वियोगे को भेदस्त्यजति न जनो यत्स्वयममून्
व्रजन्तः स्वातन्त्र्यादतुल परितापाय मनसः ।
स्वयं त्यक्ता ह्येते शमसुखमनन्तं विदधति ॥

ઓ દેવી ! ઘણા લાંબા વખત સુધી આ વિષય ભોગ મ્હારી પાસે રહે તોપણ ત્હેનાથી જૂદા પડતી વખતે શોક અને દુઃખજ થવાનાં. જ્યારે આમ છે ત્યારે હું પહેલેથી ત્હેને કેમ ન ત્યજી દઉં, અને જ્યારે તે ત્હેની મેળે ચાલી જશે ત્યારે મ્હને અનેક પ્રકારના તાપ અને દુઃખ દઈને ચલી જશે અને જો હું પહેલેથીજ ત્હેને ત્યજી દઉં તો મ્હને સર્વ સુખ અને મહાશાન્તિ મળશે.

पुरंदर सहस्राणि चक्रवर्ति शतानिच ।
निर्वापितानि कालेन प्रदीपाइव वायुना ॥

જે પ્રમાણે પવન દીવાને શાન્ત કરે છે-બુઝાવી નાખે છે તે પ્રમાણે હજારો ઇન્દ્ર, સેંકડો ચક્રવર્તી રાજાઓને મૃત્યુએ ખાકમાં મિલાવી દીધા તો મ્હારો શો હિસાબ.

कोटयो ब्रह्मणा याताः गताः सर्ग परंपराः ।
प्रयाताः पांसुवद्भूपाःका धृतिर्मम जीवने ॥

બ્રહ્માની સૃષ્ટિ રચના એક પછી બીજી એમ કરોડો થઈ પણ તે બધી ચાલી ગઈ. જે પ્રમાણે ધુલના રજકણો ઉડે છે તે પ્રમાણે રાજાઓ પણ અહીં ઉડી ગયા તો મ્હારા જેવાની તો ગણનાજ શી?

स्वरूपं शरीरं नवीनं कलत्रं धनं मेरुतुल्यं वचश्चारु चित्रम् ।
हरेरङ्घ्रिपद्मे मनश्चेन्न लग्नं ततः किं ततः किं ततः किम् ॥

જે નરનારીનું મન પરમ પિતાના ચરણ કમલોમાં સ્નેહ યુક્ત ન મુકાયું તો તેથી શું ? તેથી શું ? તેથીશું ? તે નરનારીને ધિક્કાર છે. ભલેને તે જુવાન વધારે સુન્દર હોય ભલેને ત્હેણે ઘરમાં મનના પર્વત જે-

ટલ્લા ઢગલા કીધા હોય, અને ત્હેની પત્નિ ત્હેના ઉપર ભાવ રાખતી હોય તોપણ હરિ ભક્તિ વિના તેનું જીવન વ્યર્થ છે.

जीवन्तं मृतवन्मन्ये देहिनं भक्ति वर्जितम् ।
मृतोऽपि भक्ति संयुक्तो दीर्घजीवीन संशयः ॥

પ્રભુ ભક્તિ વિહીન મનુષ્યો જીવતા હોવા છતાં મરેલા છે; પણ જે મનુષ્ય ભક્તિ કરતાં કરતાં દેહ ત્યાગ કરે છે ત્હેનો જન્મારો સફલ થાય છે અને અનન્ત જીવન પ્રાપ્ત કરેછે.

ઓ દેવી ! ત્હેં મ્હને સુન્દર સ્ત્રીઓ તથા નાયિકાઓની લાલચ આપી ત્હેનો પણ થોડો જવાબ સાંભળી લે,

धनेषु जीवितव्येषु स्त्रीषु भोजनवृत्तिषु ।
अतृप्ता मानवाः सर्वे याता यास्यन्ति यान्ति च ॥

ધન, જીવન, ભોજન, અને સ્ત્રીઓ, સુખાદિની અન્દર સર્વ નરનારી અતૃપ્ત થઇને મૃત્યુને વશ થયા, થશે અને મૃત્યુને વશ થાય છે અને હમેશાં તૃષ્ણાનો અગ્નિ સળગ્યા કરે છે.

यत्पृथिव्यां व्रीहियवं हिरण्यं पशवः स्त्रियः ।
नालमेकस्य तत्सर्वमिति पश्यन्न मुह्यति ॥

આ પૃથ્વી ઉપર જે કંઇ અન્ન છે, સુવર્ણાદિધાતુ, હાથી, બાગ, બગીચા કોઠી, બંગલા, વસ્ત્ર, ભૂષણ, અશ્વ, સારીસ્ત્રીઓ; એ બધુ એક મનુષ્યને તૃપ્ત નથી કરી શકતું. એ બધું જેઓ જુએ છે અને વિચારે છે તેઓ કોઈ દિવસ ત્હારી કપટ જાળમાં સપડાશે નહીં.

" कल्पं स्थितं तनुभृतां तनुभिस्ततः किम् "

આ શરીરથી હું જો કલ્પ પર્યંત જીવું તો તેથી શું. અનન્ત જીવન પણુ ઇશ્વિર ભક્તિ વિના વ્યર્થ છે.

यदा मेरुः श्रीमान्निपतति युगान्ताग्निनिहतः
समुद्राः शुष्यन्ति प्रचुरनिकरग्राहनिलयाः ।
धरा गच्छत्यन्तं धरणिधरपादैरपि धृता
शरीरे का वार्ता करिकलभकर्णाग्र चपले ॥

એક દિવસ મેરૂ પર્વત પણુ ચૂર્ણ-ટુકડા થઇ જશે, મોટા મોટા મગરમચ્છોનું નિવાસસ્થાન મહાન્ જલનિધિ સમુદ્ર પણુ સુકાઇ જશે, પર્વતોથી ભરપૂર પૃથ્વી પણુ નાશ થઇ જશે, ત્યારે હાથીના કાનના અગ્રભાગ સમાન ચંચલ મ્હારા જીવનનો તથા શરીરનો શો હિસાબ !

आयुर्वर्षशतं नृणां परिमितं रात्रौ तदर्धं गतम् ।
तस्यार्धस्य परस्य चार्धमपरं बालत्ववृद्धत्वयोः ॥
शेषं व्याधिवियोगदुःखसहितं सेवादिभिर्नीयते ।
जीवे वारि तरंग चञ्चलतरे सौख्यं कुतः प्राणिनाम् ॥

પહેલાં મનુષ્યનું આયુષ્ય ૧૦૦ વર્ષનું છે તેમાંથી ૫૦ નિદ્રા તથા રાત્રિમાં જતાં રહે છે. ફરી પચાંસના ત્રણુ ભાગ કરેતો તે ત્રણુ ભાગમાં પહેલો બાલપણુમાં જતો રહેછે, બીજો વૃદ્ધાવસ્તામાં જતો રહે છે અને જે બાકીનો ભાગ વધ્યો તે બિમારી, વિયોગ,દુઃખ,

પૂર સેવા, વેર, વિરોધ, લડાઈ, ટંટા, ચિન્તા, શોક, હાનિ લાભ આદિ અનેક કલેશોમાં જતો રહેછે. જો સો વર્ષનું આયુષ્ય હોય તો પણ હિસાબ ગણવાથી માલુમ પડે છે કે સુખના દિવસો ઘણા થોડા-નહીં જેવાજ જડી આવે છે. પાણીની લહરી-મોજાના જેવું આ જીવન છે. તેથી પ્રભુ ભક્તિ, પ્રભુ પ્રેમ વિના પ્રાણીને સુખ ક્યાં છે ? !

## "व्याघ्रीव मृत्युस्तिष्ठति"

વાઘિણી-સિંહણી સમાન મૃત્યુ ઊભું રહ્યું છે કે જે વખત પ્રમાણે મ્હારા જીવનને છીનવી લેશે. અને ઓ દેવી! તે વખતે ત્હારાં આપેલાં સર્વ સાધનો (સામાન) વગેરે સઘળું અહીંજ રહી જશે. અને ત્હારો આપેલો સામાન કંઈપણ કામ નહીં કરી શકે. અને ત્હેના વિયોગ અગ્નિથી હમેશાં મ્હારૂં હૃદય બળ્યા કરશે; રોગ, શોક, પાપ, તાપ તથા અનેક પ્રકારનાં દુઃખ વગેરે સર્વે તે વખતે સાથે મ્હારા ઉપર તૂટી પડશે.

વળી કહેલું છે કેઃ—

**रोगशोकपरीतापबन्धन व्यसनानि च ।**
**आत्मापराधवृक्षस्य फलान्येतानि देहिनाम् ॥**

ત્હારાં આપેલાં વિષય સુખમાં આસક્ત થઇ ને ત્હેમાં ફસાઉં તો મ્હારો આત્મા પ્રભુથી વિમુખ થઇને અનેક અપરાધોમાં પડી જશે. આ અપરાધ રૂપી વૃક્ષને રોગ, શોક, પાપ, તાપ અને દુર્વ્યસનાદિ ફળ છે; અને તેથી મ્હારો આત્મા બલહીન થઇ જશે અને ત્યારે પરમ પિતાની ભક્તિ, ત્હેના ઉપર વિશ્વાસ, પ્રભુ સેવા, પરોપકાર વગેરે કંઈ પણ નહીં બની શકે. હે દેવી! ત્હારા હાથી ઘોડા, સગ

રંગ, રાજ પાટ વગેરે ત્હમે ત્હમારે માટે અગર ત્હમારા સેવકોને માટે સંગ્રહી રાખો; અથવા જે મનુષ્યો ત્હમારી જાલમાં ફસાય તેમને માટે આ સર્વ સાધનો રાખી મૂકો. ઓ દેવી! જેની એવી ઇચ્છા હોય તે ત્હમારા સેવકો થઇ શકે છે.

**बद्धस्था ये शरीरेषु बद्धस्था जगतिस्थितौ ।**
**तान्मोहमदिरोन्मत्तान् धिग्धिगस्तु पुनः पुनः ॥**

મોહ રૂપ મદીરા પાન કરીને ઉન્મત્ત શરીરો અથવા આ જંગલ રૂપી જગત હમેશાં રહે તેવું છે એવો દૃઢ વિશ્વાસ કરે અને આ સંસાર જબરો છે એવું જાણી ને ત્હેમાં જે ફસાય છે એવા ત્હારા સેવકોને વારંવાર ધિક્કાર છે. હવે હું ત્હને વધારે શું કહું, આ બધાં ત્હારાં સાધનો ત્હારા સેવકોને સુખદાયી છે. ઓ કુમતિ! ત્હેં મ્હને ધન દોલતની લાલચ બતાવી છે તો તે વિશે એવું કહેવામાં આવે છે કેઃ—

**" न वित्तेन तर्पणीयो मनुष्यः ।**

ધનથી કોઇ મનુષ્યને તૃપ્તિ થતી નથી.

**पृथिवीं धनपूर्णां चेदिमां सागरमेखलाम् ।**
**प्राप्तोपि पुनरण्वेष स्वर्गमिच्छन्ति निस्पृशः ॥**

સમુદ્રાન્ત પૃથિવીનું રાજ્ય મળે તોપણ એ મનુષ્ય ત્હેના ઉપર અરૂચિ બતાવીને સ્વર્ગ મેળવવાની ઇચ્છા કરે છે.

**द्रव्येण जायते कामः क्रोधो द्रव्येण जायते ।**
**द्रव्येण जायते लोभो मोहो द्रव्येण जायते ॥**

ઓ દેવી! ત્હારા આપેલા ધનથી કામ ક્રોધ મોહાદિ અનેક દોષ પેદા થાય છે.

**अमृतत्वस्य मोक्षस्य वित्तेनाशान चास्ति च ।**

ઓ કુમતિ! ત્હારા આપેલા ધનથી મ્હારે કદી પણ આશા ન રાખવી કે અમૃતસ્વરૂપ મોક્ષ કોઇ પણ દીવસ મળે ઓ કુમતિ! તેં મ્હને વારાંગના (નાયિકાઓ) પણ આપવાનું કહ્યું હતું. એવી હલકી વાતો ઉચ્ચારતાં ત્હને જરા પણ શરમ ન આવી?

**वेश्याऽसौ मदनज्वाला रूपेन्धनं समेधिता ।**
**कामि भिर्यत्र हूयते यौवनानि धनानि च ॥**

વારાંગના એ એક અગ્નિકુન્ડ છે કે જેની અન્દર અનેક પ્રકારની જવાલાઓ નિકળે છે. અને સુન્દર સ્વરૂપ એ ત્હેનાં ઈંધન-બળતણ છે. અને ત્હેની અન્દર કામી મનુષ્ય ધર્મ, ધન યૌવન, આરોગ્યતા, આયુષ્ય, સુયશ, તેજ, બલ અને ભજન પૂજા અને દાન પુણ્ય વગેરેને મોહાન્ધ થઇ તે અગ્નિકુંડમાં હોમે છે.

**एता हसन्ति चं रुदन्ति च वित्तहेतो-**
**र्विश्वासयन्ति पुरुषन्न च विश्वसन्ति ।**
**तस्मान्नरेण कुलशीलसमन्वितेन**
**वेश्याः स्मशान घटिका इव वर्जनीयाः ॥**

વારાંગના પલમાં હસે છે અને પલમાં રડે છે; અને ધનને માટે પુરૂષ વર્ગ ઉપર પોતાનો વિશ્વાસ બતાવે છે; પણ પુરૂષ ઉપર વિશ્વાસ

કરતી નથી આ કારણથી જે ધર્માત્માઓ છે, કુલીન મહાત્માઓ છે, તે વારાંગનાઓનાં ઘરને નર્કાણું ઘડો સમજીને તે વારાંગનાઓનો સંગ કરતા નથી.

**तपोव्रतयशो विद्या कुलीनत्वं दमोयमः ।**
**छिद्यन्ते वेश्यया सद्यः कुठारेण लता यथा ॥**

જ્ઞાન, ધ્યાન, વિચાર, તપ, જપ, બ્રહ્મચર્યાદિવ્રત, માન, પ્રતિષ્ઠા, સુયશ, વિદ્યા, કુલીનતા, નિયમ અને જીવન વગેરે જે પ્રમાણે કુહાડો પ્રફુલ્લિત સુન્દર વલ્લિને કાપી નાખે છે તે પ્રમાણે વારાંગના તન, મન, ધન, ધર્મ, વ્રત, આયુષ, આરોગ્યતા, સુયશ, માન, તપ અને બ્રહ્મચર્યાદિ વ્રતનું ખંડન કરી નાખે છે.

ઓ દેવી ! આવી વસ્તુઓને ત્હને ત્હમારા સેવકોને માટે સંગ્રહી રાખો, જે પ્રભુ ભક્તિ વિહીન થઈને એ વસ્તુઓનું ગ્રહણ કરશે અમર ત્હારો વ્હાલો રોહી બનીને વારાંગનાને પોતાનું ધન, ધર્મ, તન, મન, સુયશ જીવનને આપી દેશે અને ત્હેને બદલે ત્હેની પાસેથી, રોગ, બદનામી લેશે અને આખરે નરક પ્રાપ્ત કરશે.

ઓ દેવી ! ત્હમે મ્હને લાગ શરાબની પણ લાલચ બતલાવી હતી.

**अयुक्तं बहु भाषन्ते यत्र कुत्रापि शेरते ।**
**नग्ना विक्षिप्यमात्राणि बालकाइव मद्यपाः**

અયોગ્ય વચન બોલવાં (લવવાં), * * * * વસ્ત્ર ત્યાગ કરીને નગ્ન થઈ જવું, બાળકના જેવું, ગાંડા થઈ જવું વગેરે વગેરે ફક્ત મદિરાનાજ પ્રતાપ છે.

मत्तो हिनास्ति सर्वं मिथ्या प्रलपति हि विकलया बुद्ध्या ।
मातरमपि कामयते सावज्ञं मद्यपानमत्तः सन् ॥

નશેબાજી સર્વને મારવાની તયારી કરે છે. મિથ્યા બકવાદ કરે છે અને વ્યાકુલ થઈ જઈને માતાનું પણ કામબુદ્ધિથી અપમાન કરવા ચાહે છે.

यत्पीत्व गुरवेऽपि कुप्यति विना हेतोस्तथा रोदिति ।
भ्रान्तिं याति करोति साहसमपि व्याधेर्भवत्यास्पदम् ॥
कौपीनं विवृणोति लोकपुरतोप्युन्मत्तवच्चेष्टते ।
तल्लज्जापरिपन्थिमोहजननं मद्यं न पेयं बुधैः ॥

ઓ દેવી ! જેનુ પાનકરીને નરનારી ગુરૂની ઉપર પણ ક્રોધ કરે છે, કારણ વિના રૂદન શરૂ કરે છે, અને અનેક ભ્રમમાં પડી જાય છે અને તેહના સર્વનો નાશ કરી દે છે, વિચાર કીધા શિવાય કામ કરી બેસે છે અને અનેક પ્રકારના રોગોનું સ્થાન બની જાય છે. * * * * આ કારણથી બુદ્ધિમાન મનુષ્યો એવી લજ્જા અને ધર્મને હરણ કરવા વાળા અને અજ્ઞાન ને પેદા કરનાર શરાબનું પાન કરવૂં ઉચિત નથી તેહવૂં માને છે.

चित्ते भ्रान्तिर्जायते मद्यपानाद् भ्रान्ते चित्ते पापचर्यामुपैति ।
पापं कृत्वा दुर्गतिं यान्ति मूढास्तस्मान्मद्यं नैव पेयं न पेयम् ॥

શરાબ પીવાથી ચિત્તમાં ભ્રાન્તિ થાય છે. ચિત્ત ભ્રાન્ત થવાથી પાપ કરવાનું શરૂ થાય છે. જ્યારે પાપ કીધું ત્યારે તેજ વખ્તે મૂર્ખ

લોકો દુર્મતિ પ્રાપ્ત કરે છે; એ કારણથી શરાબ હું કદાપિ નહીં પીઉં, કદાપિ નહીં પીઉં.

ઓ દેવી! કોઇ પણ રીતે ત્હારી આપેલી લાલચો છતાં હું સંસારમાં આવી શકતો નથી; જે પદાર્થોનું—જે વિષય સુખોનું તું નામ આપે છે અને મ્હને ફસાવવા ઇચ્છે છે તે બધાથી હું સાવચેત રહ્યો છું. કારણકે એવી વસ્તુઓના ભોગથી મ્હારૂં હૃદય વધારે અને વધારે તૃષ્ણા રૂપી અગ્નિથી સળગ્યા ન કરે.

**यथैव शृङ्गगोःकाले वर्धमानस्य वर्धते ।**
**तथैव तृष्णा भोगेन वर्धमानेन वर्धते ॥**

જે પ્રમાણે ન્હાની વાછડીનાં શિંગડાં ન્હાનાં હોય છે, અને જેમ જેમ તે મ્હોટી મ્હોટી થતી જાય છે તેમ તેમ તે શિંગડાં પણ મ્હોટાં થતાં જાય છે તે પ્રમાણે, જેમ જેમ હું ભોગ ભોગવતો જાઉં તેમ તેમ મ્હારો તૃષ્ણારૂપી અગ્નિ વધતો જાય; અને વધતી જતી તૃષ્ણા શું નથી કરી શકિત?।

**अपि मेरूपमं प्राज्ञमपि शूरमपि स्थिरम् ।**
**तृणीकरोति तृष्णैका निमेषेण नरोत्तमम् ॥**

સુમેરૂ પર્વતના સમાન ઉંચા હોદ્દા વાળા વિદ્વાન માણસો, શૂરવીર કે જેમનો સ્વભાવ અચલ છે, પુરૂષોની અન્દર ઉત્તમમાં ઉત્તમ પુરૂષોને પણ તૃષ્ણા એક તણખલાની બરાબર કરી નાખે છે. ઓ દેવી! એ મ્હેં નજરો નજર મ્હારી આંખથી જોયું છે.

**वलिभिर्मुखमाक्रान्तं पलितैरंकितं शिरः ।**
**गात्राणि शिथिलायन्ते तृष्णैका तरुणायते ॥**

અરે ! મનુષ્યોને વૃદ્ધાવસ્થા પણ આવી ગઈ, મ્હોં ઉપર કરચલીઓ પડી ગઈ, માથાના વાળ બધા સફેત થઇ ગયા, અને આખાશરીરના બધા અવયવો શિથિલ થઇ ગયા પણ તૃષ્ણા એકલી પહેલાંથી પણ વધારે યુવાન થતી માલૂમ પડે છે. (જોઇ)

जीर्यंते जीर्यतः केशा दंता जीर्य्यंति जीर्य्यतः ।
जीर्यतश्चक्षुषी श्रोत्रे तृष्णैका तरुणायते ॥

વૃદ્ધાવસ્થાને લીધે બધા વાળ સફેત થઇ ગયા, બધા દાંત પડી ગયા, આંખમાં જોવાની શક્તિ ન રહી, કાનમાં સાંભળવાની શક્તિ ન રહી, પણ નિયમ મુજબને લીધે તૃષ્ણા એકલી પિશાચીનીની માફક યુવાન થતી માલૂમ પડી.

સાધુ પુરૂષોએ પણ કહ્યું છે કે-

भोगा न भुक्ता वयमेव भुक्तास्तपो न तप्तं वयमेव तप्ताः ।
कालो न यातो वयमेव याताःतृष्णा न जीर्णा वयमेव जीर्णाः ॥

મ્હને એવો વિચાર આપનો કે હું ભોગ ભોગવી રહ્યોછું પરન્તુ મ્હને તો ભોગ નહીં ભોગવે અને ભોગનો સામાન તો સ્ત્રી વગેરે, વિષયોથી ભરપુર વસ્તુઓથી બનેલો છે, અને વિષયોએ મ્હનેજ ભોગવી લીધો. મ્હને એવી ખબર હતી કે હું તપ કરૂં છૂં, પણ મ્હેં તો તાપ કીધું પણ તપે મ્હને તાવી તપાવી દીધો. મ્હને એવી ખબર હતી કે હું કાલ વ્યતિત કરૂં છૂં. પણ કાલનો રાત્રિ દિન તેઓને તેવા બલવાન રહ્યો પણ હું ધીમે ધીમે ક્ષિણ થવા લાગ્યો. અને હું વૃદ્ધ થયો પણ તૃષ્ણા તો એવીને એવી રહી-વૃદ્ધ ન થઇ.

ઓ દેવી ! ત્હમે એવૂં પણ કહ્યૂં હતૂં કે "ત્હારી આ નવ જુવાની છે અને આ વખ્ત ત્હારે સંસારનાં સુખ ભોગવવાનો વખ્ત છે. ત્હેનો ઉત્તર પણ સાંભળી લેવા મહેરબાની કરશો.

**न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्णवर्त्मेव भूय एवाभिवर्धते ॥**

જે પ્રમાણે અગ્નિમાં ઘી વગેરે પદાર્થો નાખવાથી તે બુઝાઈ જતો નથી પણ વધારે પ્રજ્વલિત થાય છે તે પ્રમાણે કામનાઓ પૂર્ણ કરવાથી કોઇ દિવસ તૃષ્ણા ઓછી થતી નથી. ઓ દેવી ! એ વિષયોથી મ્હને કોઇ પણ પ્રકારની શાન્તિ મળતી નથી; પરન્તુ એની જુદાઇના વિયોગ અગ્નિ એ મ્હને બાળીને ખાક કરી નાખ્યો. ઓ કુમતિ ! ત્હારા આવેલા પદાર્થોના સ્વાદમાત્રથી રોગ, શોક, ચિન્તા, પરાધિનતા, ભય તથા બેચેની વગેરે મ્હને પ્રાપ્ત થયાં. અને તેથી મ્હેં આગળથી નિશ્ચય કરી દીધો કે વિષયસુખ કોઈપણ પ્રકારની ભ્રાન્તિની તૃપ્તિ અને ખરી શાન્તિ નહીં આપી શકે આથી હૂં ત્હારા આશ્રય નિચે આવનાર નથી.

ઓ કુમતિ ! ત્હારી શું એ ઇચ્છા છે કે હૂં મ્હારી જુવાનીમાં કોઈપણ પ્રકારનો પરોપકાર અગર પ્રભુભક્તિ ન કરૂં? ઓ ત્હારી શું એ ઇચ્છા છે કે હૂં મ્હારી રતનના જેવી ગતેજ યુવાવસ્થાને પશુઓની માફક (ખાઈ પીને રાત્રિદિવસ) સ્વચ્છંદે મ્હાલ્યા કરૂં !

**युवैव धर्मशीलः स्यादनित्यं खलु जीवितम् ।**
**कोहि जानाति कस्याद्य मृत्युकालो भविष्यति ॥**

મનુષ્ય યુવાવસ્થામાં પણ ધર્મશીલ થઇ શકે છે। જીવનનું શું ઠેકાણું છે ? આપણામાં કોને ખબર છે કે કાલ્યે કોણ જીવતું રહેશે અને કોણ મૃત્યુવશ થઇ જશે.

**अस्थिरं जीवितं लोके ह्यस्थिरे धनयौवने ।**
**अस्थिराः पुत्रदाराश्च भक्ति कीर्ति द्वयं स्थिरम् ॥**

આલોકમાં પ્રભુભક્તિ અને સુયશ એ બે સિવાય જીવ, ધન, યૌવન, પુત્ર, અને સ્ત્રી આદિ દરેક પદાર્થ સ્થિર નથી—એટલે નાશવન્ત છે. અને મનુષ્ય ધારે, તો યૈવનકાલમાં પણ હૃદયને પ્રભુભક્તિ તરફ વાળી શકાય તેમ છે. યૌવનકાલમાં તૃષ્ણાઓ ઘણી હોય છે; અને લ્હેને સફલ કરવાને મનુષ્ય હજારો દેવોની સેવા કરે છે. એ વખતે મહાન્ પવિત્ર મંગળ ભાવ તેના હૃદયમાં પ્રફુલ્લિત થાય છે. કે જેની સુગન્ધી ચારે તરફ ફેલાય છે અને આખા સંસારનું કલ્યાણ કરે છે અને પવિત્ર બનાવે છે. અફસોસ। જો હું આ યુવાવસ્થામાં વિષયના મ્હોટા ઝરામાં ધસડાયો, અને ઓ કુમતિદેવી। ત્હારી ગુલામગીરી કરવા લગ્યો, અને ત્હારી જાળમાં ફસાયો તો. થોડા દિવસોમાં ધીરે ધીરે તેજ, તપ, બળ, અને ઉત્સાહાદિ સર્વ જવાનું.

નૌયુવાન પુરૂષોને માટે, સંસારની સેવાને માટે, પ્રાણ પણ અર્પણ કરવો એ શું કઠીન કામ છે ?।

જો હું ધર્મબલ અને ધર્મ ઉત્સાહની સાથે મ્હારા આત્માને બલવાન્ ન કરૂં અને ત્હારી આપેલી વસ્તુઓનો અથવા ત્હારા પરીવારનો દાસ થઇને ફક્ત આહાર, સ્ત્રી, પુત્ર, વગેરેના સુખાદિમાંજ મસ્ત રહું તો મ્હારો આત્મા કોઇપણ પ્રકારે નહીં પણ દરેક બાબ-

તમાં પરતન્ત્રજ થઇ જવાનો. અને તેથી મ્હને સ્વપ્નમાં પણ સુખ મળવું દુર્લભ થઇ પડવાનું. જે મનુષ્યો સ્વેચ્છાચારી થઇને કેવળ વિષય અનુરાગમાં પોતાના જુવાની ખરાબ કરે છે તેઓને વૃદ્ધાવસ્થા વહેલી આવે છે અને તે મનુષ્યનું શરીર, ઇન્દ્રિઓ અને બીજી શક્તિઓને ક્ષીણ કરી નાખે છે. મહાન્ પ્રબળ વિષયતૃષ્ણા અને પાપ લાલસા તે મનુષ્યના આત્માને હમેશાં સળગાવી મૂકે છે. અફસોસ! તે વખતે તે વૃદ્ધ મનુષ્યના હૃદયમાં નરક (દોઝખ) ની આગ (નો અગ્નિ) શું નહીં સળગાવી મુકિત હોય? અફસોસ! ઓ માનવબન્ધુઓ! ત્હમારે તો ઋષિ સ્વરૂપ ધારણ કરીને જગતના ઉદ્ધારક બનવું જોઇએ. માતા પિતા અને ગુરૂની સેવા કરવી જોઇએ, અને હજારો યુવાન પુરૂષોને તો સારા સત્યના ઉપદેશદ્વારા પ્રભુપ્રેમ પ્રભુભક્તિ રૂપી શીતલ ગંગાની અન્દર સ્નાન કરાવવું જોઇએ; અને હજારો નર નારિયોને સુખશાન્તિનો માર્ગ બતાવવો જોઇએ. અફસોસ! અરે ઓ કુમતિદેવી! ત્હારા આ ખરાબ દ્રષ્ટાન્તથી ધર્માત્માઓનું પણ મન વિચલિત નિરૂત્સાહિત, ચલાયમાન, કમહિમ્મત થઇ જાય છે. ઓ કુમતિ દેવી! તું શું નિર્લજ્જ છે?! ઓ બન્ધુઓ! તૃષ્ણાથી ભરેલું જીવન ગાળવું એ સ્વર્ગીય જીવન નહિં પણ નારકી મનુષ્યોનું જીવન છે.

જે મનુષ્ય તૃષ્ણાથી ભરપૂર હોય અને તેજ અવસ્થામાં તે દેહત્યાગ કરે તો ત્હેના હૃદયમાં એક અગ્નિ તો બુઝાયો ન હોય અને બીજો નરકનો અગ્નિ પ્રજવલિત થાય છે. અને આ અગ્નિ કોણ શાન્ત પાડી શકે તેમ છે?! અરે તે વખ્તે ત્હેના ઉપર શાન્તિ જલ કોણ સિંચશે! ઓ પરમ પિતા! કૃપા કરીને આવી પીડા, આવું કષ્ટ કોઇ

પણ મહાપાપીમાં પાપી મનુષ્યને પણ ન આપીશ. એ કુમતિ દેવી! હું ત્હારા બતાવેલા કુટિલ રસ્તાપર કોઇ દીવસ નહી ચાલું. અને જો ત્હારી પાસે કોઇ એવું અમુલ્ય રત્ન સાદશ હોય કે જેથી હું બધાનો સ્નેહી બનૂં, આખી દુનિયાંની સેવા કરી શકૂં અને કૃતાર્થ થઇ જાઉં તો તે મ્હને આપ, અને તેથી હૂં સર્વદા ત્હારો દાસ થઇને રહીશ. આવાં આવાં પ્રભાવશાલી વચન તથા સત્ય ઉપદેશ સાંભળીને અને પરમ પવિત્ર હૃદયના ભાવોને જાણીને કુમતિ દેવીએ મૌન ધારણ કર્યું અને વિચાર્યુંકે અહીં હૂં નહીં ફાવી શકૂં. તે તેથી આ યુવાન સત્યેશને ત્યાંજ-છોડી દઇને ત્યાંથી ચાલી ગઇ. જે વખ્તે કુમતિએ ઉપદેશ દેવાનો શરૂ કર્યો હતો તે વખ્તે સુમતિદેવી પોતાનું અપમાન થયૂં સમજીને ત્યાંથી દૂર થઇ હતી, તેથી આ જિજ્ઞાસુ યુવાન સત્યેશ અહીં એકલો રહી ગયો. રાત અંધારી હતી, સર્વ સ્થળે અન્ધકાર છવાઇ રહ્યો હતો, આવૂં જોઇને તે યુવાન ઘભરાઇ ગયો અને કહેવા લાગ્યો કે અરે! હૂં કયાં જાઉં! કોનો આશ્રમ લેઉં! "किं कर्तव्य विमूढ" હવે શું કરૂં? સાંસારિક વિષયો તો સારહીન છે-દુઃખરૂપ છે, માટે તે સાધુ પુરૂષે ત્યજવા જેવા છે પરન્તુ હૃદય મન્દિરની અન્દર ઇશ્વર પ્રેમ ઇશ્વર ભક્તિનો અભાવ થયો છે. આવી સ્થિતિમાં શું કરવૂં? કયી વસ્તુને મ્હારૂં લક્ષ્ય ઠરાવવૂં!! એ મ્હને કંઇ પણ સુઝ પડતી નથી. મ્હને એવી પ્રતિત થાય છે કે સંસારની વિષય વાસના ગશાણ (સ્મશાન) ના જેવી ભયાનક છે. આવી સ્થિતિ છે તેથી મ્હને સંસારમાં પણ શું સુખ મળવાનૂં છે! અને ઇશ્વર ભક્તિ કરવાથી કંઈક સુખ પણ મળતૂં હતૂં, મ્હને કોઇ એવૂં નથી કહેતૂં કે આ રીતે કરવાથી પરમદયાળું પિતાનું દર્શન થશે-

તે મળશે. આવા સંકલ્પ વિકલ્પોમાં સત્યેશનું મન વ્યાકુલ વ્યાકુલ થઇ રહ્યું હતું. એ વખતે આજુબાજુ કુરંગો ફરતાં હતાં અને પક્ષિઓ હર્ષથી ઉડતાં હતાં પણ સત્યેશની ચિન્તા તેથી ઓછી થઇ નહી. અને આવી સ્થિતિમાં પવિત્ર સત્યેશ વિલાપ કરતો કરતો પોતાના જીવનનો સહાયક શોધવા લાગ્યો. અને અનાથ બાલકની માફક દીન વચનોથી આ સુમતિદેવીને યાદ કરી કરીને રૂદન કરવા લાગ્યો અને કહેવા લાગ્યો કે " ઓ દેવી! ત્હારા શબ્દો કેવા મધુર હતા ! કેવા મીઠા અમૃત જેવા હતા ! કે જે તે સાંભળવાથી મ્હારા હૃદયને કંઇક શાન્તિ મળતી હતી. ઓ દેવી ! હાલ તું કયાં છે ? મ્હારી પાસે કેમ નથી આવતી ! હું ત્હારા ઉપર પ્રેમ કરીશ, અને ત્હારે બતાવેલે પન્થે ચાલીશ. ઓ દેવી ! ત્હારો ઉપદેશ આ સંસાર રૂપી મહાસાગર તરવાના એક જહાજરૂપી છે.

જ્યારે યુવાન સત્યેશ આવા શબ્દો બોલતો હતો ત્યારે તેજ વખતે નિર્જન બાગમાં જોતજોતામાં દૂધના સમાન ઉજ્જવલ વસ્ત્ર ધારણ કરેલાં અને પ્રસન્ન વદના મંગળ મુર્તિ સુમતિ દેવી ( શાન્તિની મૂર્તિ) અચાનક પ્રકટ થઇ સત્યેશને વ્યાકુલ વ્યાકુલ જોઇને સ્નેહથી ત્હેના હાથ પકડીને ધૈર્ય આપતી આપતી બોલી કે ઓ વ્હાલા પુત્ર સત્યેશ ! દરરોજ પિતાની ઇચ્છા પ્રમાણે વર્તવાને નિશ્ચય કરો * * * તે દેવી આવું બોલતી હતી તેવામાં તે યુવાન મૂર્છાખાઇને નીચે પડી ગયો, આવી હાલત જોઇને સુમતિદેવી આશ્વાસન આપવા લાગી કે " ઓ વત્સ ! તું આ શોક સાગરમાં ડુબીને શામાટે મિથ્યા ફાંફાં મારે છે. ત્હારે શું જોઇએ છે, તું ત્હારા હૃદયની સર્વ ઇચ્છાઓ ( ભાવોને ) મ્હારી પાસે પ્રકટ શા માટે નથી કરતો ?! ત્હારી જે જે મંગલ-

ચ્છાઓ હશે તે તો ત્હારા પરમ પિતાજી પ્રસન્નતાથી પૂર્ણ કરશે. બેટા ! ત્હારા પિતાનો અનન્ત શકિતઓનો ભન્ડાર ભરેલો છે. અને તું નિસ્સન્દેહ જાણ કે તે બધો ત્હારે માટેજ છે. ત્હેની દયાનો, ત્હેના પ્રેમનો અન્ત—સિમા કોઇ જાણી શકતુ નથી. ત્યારે શા માટે તું શાન્તિહીન યાકુલ વ્યાકુલ થઇને આ નિર્જન વનમાં ભટકતો ફરે છે ! મ્હારા હાથ પકડ અને મ્હારી સાથે ચાલ, હું એ મંગળ મૂર્તિ પિતાજીનાં દર્શન કરાવીશ.

જેના અમૃતરૂપ પ્રેમાનન્દના રસથી સમસ્ત બ્રહ્માન્ડ જીવન રૂપથી આનન્દ ઉભરાઇ રહ્યા છે, જે દરેક સ્થાવર જંગમ વસ્તુના બનાવનાર છે—આખી દુનિયાંના નિયંતા છે. અને નિરાધારોના આધાર છે ત્હેનો સ્નેહ જ્યારે ત્હારા હૃદયમાં સ્થાન પામશે ત્યારે ત્હારા હૃદયમંદિરમાં **" तं देवतानां परमं च दैवतं "** દેવતાઓના પણ પરમદેવતાનાં દર્શન થશે અને ત્યારે ત્હારાં શોકાશ્રુ પ્રેમાશ્રુમાં બદલાઇ જશે.

ઓ વ્હાલા સત્યેશ ! આથી મ્હારા હાથ ઝાલ ! અને હું ત્હને અજર—અમર પિતાજીની ગોદમાં બેસાડી દઇશ અને તેથી તુ પણ અજર—અમર થઇ જશે. ઓ સત્યેશ ! તુ એના—પિતાના શરણ વિના પવિત્ર નહીં થઇ શકે.

સુમતિ દેવીનાં આ પરમ હિતકારી કોમલ મધુર વચનોએ ચિન્તાતુર, રોગ પીડિત શોક વ્યાકુલ સંતપ્ત યુવાનના ચિત્તમાં એવી શાન્તિ કરી દીધી કે બરફ પણ ત્હેની બરાબરી કરી શકે નહીં.

ઓ માનવ બન્ધુઓ ! ચિન્તા, શોક, ભય અને મૃત્યુથી બચવાને બીજાં ક્ષુદ્ર સાધનો શા માટે શોધો છો ! ઓ વ્યાકુલ

યુવકો! ત્હમારી અન્દર તે બિરાજમાન થયેલ છે. સ્નેહથી ત્હમે ત્હેને એજ લૂંજ કહો કે હૂં ત્હમારો થયો એટલે તે ત્હમારા સન્મુખ આવશે, અને શોક ચિંતા—મૃત્યુ—વગેરે ભયાદિકો દૂર કરશે. ત્હમે ત્હેને પ્રણામ કરીને કહો કે:—"હૂં ત્હમારો થયો—ત્હમારે આધિન છૂ. મ્હારૂં સર્વસ્વ ત્હમને અર્પણ કરૂં છૂં. મ્હને હમેશાં આપની કૃપાપાત્ર, સ્નેહપાત્ર પુત્ર ગણીને ત્હમારી પાસે રાખો. અને મ્હારા હૃદયને આપની ભક્તિ, શ્રદ્ધા, પ્રેમ, અને વિશ્વાસથી ભરપૂર કરી દો." ઓ યુવાન સત્યેશ! એ પરમાત્મા પ્રાણીમાત્રના પ્રાણ, જીવનના જીવનસ્વરૂપ અમારા સર્વના હૃદયમંદિરને જુએ છે અને એ ત્હમારા આત્મામાં અમૃત સ્વરૂપ થઇને વ્યાપક થઇ રહેલા છે. ત્હમે વિનયભાવ અને આતુર મનથી ત્હેનાં દર્શન કરો, પ્રાર્થના કરો અને જરૂર તે દર્શન આપશે.

**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।**
**यमे वैष वृणुते तेन लभ्यस्तयोरेण आत्मा विवृणुते तनु स्वाम् ॥**

ઓ જિજ્ઞાસુઓ! તે ત્હમારી સન્મુખ પોતાની મંગળ જ્યોતિનો પ્રકાશ અવશ્ય કરશે અને સ્વધર્મનો સીધો રસ્તો પણ જરૂર બતાવશે. પહેલાંના ઋષિ મુનિઓએ તે ધર્મ પથને તરવારની ધારના જેવો કઠણ બતાવ્યો છે. ઓ વ્હાલા યુવકો! બીજૂં બધૂં સજી દઇને પિતાજી એકલાનું શરણ લેવથી—

**सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥**

અતિ કઠિન, વિકટ, દુર્ગમ, અને ભયંકર પણ અતિ કોમળ થઇ જાય છે. ઇશ્વરની આજ્ઞા પ્રમાણે ધર્મ-પથ પર ચાલનારા મનુષ્યોએ સુખદુઃખ તથા લાભ હાનિ વગેરેની ચિન્તા સજી દેવી જોઇએ. સુખી જીંદગીમાં ધર્મ પથ ઉપર ચાલી શકાય, અને દુઃખી જીંદગીમાં ન ચાલી શકાય તેમ નથી. સંપત્તિ અને વિપત્તિમાં ધર્મની ઉન્નતિ થઇ શકે છે. અને તેથી ભક્તજન વિપત્તિ અથવા દુઃખને વિના અરુચિથી સહન કરે છે અને પ્રભુની આજ્ઞાઓ પાળે છે.

પછી પેલા યુવક સત્યેશે તો રૂદન શરૂ કર્યું અને તે સુમતિ દેવી હૃદયવિદારક સંતાપદાયક સત્યેશનાં વચન સાંભળીને અત્યન્ત કરૂણાથી બોલી અને તે વખ્તે ચારે બાજુથી પુષ્પની વૃષ્ટિ થવા લાગી.

कुलं पवित्रं जननी कृतार्था विश्वम्भरा पुण्यवती च तेन ।

ઓ બેટા ! ત્હારી જનનીને ધન્ય છે ત્હારૂં કુલ પવિત્ર છે.

ઓ બેટા ! તું શોક શામાટે કરે છે ? ત્હારા પિતાના ભન્ડારમાં અનેક પ્રકારનાં દ્રવ્ય છે ત્હારે જે જોઇએ તે છે, શામાટે શોક કરે છે ?

भरे हैं भण्डार पूर्ण टूट नहीं किसी वस्तुकी ।

मुहूर्तमपि जीवेत नरः पुण्येन कर्मणा ।

न कल्पमपि पापेन लोकद्वयविरोधिना ॥

મહાત્માઓ આ વિશ્વે એક ક્ષણ જીવે પણ તે અનન્ત વર્ષ સમાન તે ક્ષણ કરી જાય છે; અને દુરાચારીઓ હજારો વર્ષ જીવે

પણ તે વ્યર્થ છે તેઓ જીવતા મુઆ જેવા છે. તેઓ જાણતા નથી કે—

**पुनर्वित्तं पुनर्मित्रं पुनर्भार्या पुनर्मही ।**
**एतत् सर्वं पुनर्लभ्यं न शरीरं पुनः पुनः ॥**

ધન ફરી મળી શકે, મિત્ર પણ મળે અને પૃથ્વીએ પ્રાપ્ત થાય પણ આ શરીર મળી શકે તેમ નથી. આ માનવ જન્મ ઘણોજ દુર્લભ છે તેને વ્યર્થ શામાટે ખોવો જોઇએ.

**महता पुण्यपण्येन प्राप्तोयं काय नौ स्त्वया ।**

અને જેણે પોતાનું જીવન બરાબર ન ગાળ્યું તેનું જીવિત, અને સંસારમાં આવવું એ સઘળું વ્યર્થ છે.

ઇંગ્રીશમાં પણ કહેલું છે કે—" * * * *

standing long an oak, three hundred year,
To fall a log at last, dry, bald, and sere;
A lily of a day
Is fairer far in May,
Although it fall and die that night—

* * * *

In small proportions we just beauties see;
And in short measures life may perfect be."

(B. Jonson)

" કમળ કે જે એક દિવસજ પ્રફુલ્લિત રહે છે તે ઘણુંજ સુન્દર છે. એક કે જે હજારો વર્ષ સુધી રહે છે તેના કરતાં."

હજારો વર્ષો સુધી અસભ્ય જીવન ગાળવું ત્હેના કરતાં એક મિનીટ જીવીને તેટલો વખત સારી રીતે ગાળવો એ વધારે ઉચ્ચતર છે.

સત્યેશે ઉપર પ્રમાણે સુમતિદેવીનો આશ્રય લીધો અને સુમતિ દેવી ત્હેના પરીવાર સાથે હમેશાં ત્હેની સેવામાં રહેતી અને દરેક પ્રકારની સેવા કરતી તે સ્હેજ કર્તવ્ય ભ્રષ્ટ થતો કે તરતજ તે ત્હેને ચેતાવતી. અને આ રીતે તે પોતાના નામ પ્રમાણે આચરણ કરી શકી—સુમતિએ આપેલા વચન પ્રમાણે ત્હેણે યુવાન સત્યેશને પિતાની ગોદમાં બેસાડી દીધો.

ઓ વાચક બન્ધુઓ ! ત્હમે સુમતિનો આશ્રય લઇને શું પિતાની પાસે જવા ઇચ્છતા નથી ?! ત્હમારે સ્વચ્છંદે મ્હાલવું હોય, લોકોને છેતરવા હોય, ધન એકઠું કરવું હોય અને લોકોની અન્દર બહાદુર ગણાવું હોય તો બેલાશક ત્હમે કુમતિનો આશ્રય લ્યો. કારણ કે સુમતિ તો ત્હમને દીન બનતાં—સેવક બનતાં શિખવશે.

સેવક થવું હોય, દીન થવું હોય, અને ભક્તિના રાજ્યમાં વસવું હોય તો સુમતિનો આશ્રય લ્યો; ત્હમે પણ સત્યેશની સાથે સ્વર્ગમાં રમશો. ત્હમારે સુમતિને શોધવા જવી નહીં પડે ત્હમે મનમાં એવી વાંચ્છનાજ કરો કે "મારે સુમતિના ભક્ત થવું છે." આવી વાંચ્છના કરશો કે તુર્તજ ત્હમારા અન્તરયામી પિતા સુમતિદેવીને ત્હેના પરીવાર સાથે ત્હમારી સેવામાં મોકલશે અને આખરે તે સુમતિદેવી ત્હમને સ્વર્ગ—પિતા પાસે લઇ જશે કે જ્યાં શાશ્વત ઐશ્વર્યનો સૂર્ય તપ્યા કરે છે, જ્યાં હમેશાં હર્ષ છે, જ્યાં કોઇ રાજા

નથી તેમ ફળ પણ નથી. એટલે બધા સજ્જનો અગર બધા સેવકો છે. ત્યાં એવો કાયદો છે કે જે વધારે સેવા કરે તે વધારે મ્હોટો ગણાય છે. પ્રભુ પિતાનું ઉદાહરણ આપણી પાસેજ છે, તે દરેકને રક્ષે છે—દરેકની સેવા કરે છે તે મનુષ્યોની સેવા કરવા માટે મનુષ્ય બને છે. તે નરમાં પણ મનુષ્યોની સેવા કરે છે, તે ન્હાનામાં ન્હાના જીવની પણ સેવા કરે છે તેથીજ ત્હેને સર્વ પૂજે છે—ચ્હાહે છે.

પ્રિય વાચકો! સેવક થવામાં કેટલો આનન્દ છે તે તો અનુભવ સિવાય ન જણાય તેવો છે. માટે એક વખત સેવક બની જુઓ. પ્રાણી માત્રના સેવક બનો અને જ્યારે એ પ્રમાણે થશે ત્યારે જ પૃથ્વી ઉપર સ્વર્ગ આવે છે કારણ કે સ્નેહ સિવાય ખરી સેવા થઈ શક્તિ નથી. અને દરેકની સેવા કરવી—દરેકને ચ્હાવું એટલેજ સ્વર્ગ.

સેવક બનવૂં એજ ઇશ્વરનૂં ઐશ્વર્ય છે. માટે ઓ વ્હાલા બન્ધુઓ! ત્હમે પણ સેવક બનીને—પરોપકારમાં પોતાનૂં જીવન ગાળી—સુમતિના પ્રિય બનીને પ્રભુની—પિતાની આનન્દમયી ગોદમાં બેસી જાઓ એજ યાચના છે.

પ્રભુ ત્હમને સત્કારવાને પોતાના હજાર હાથ લાંબાજ કરી રહ્યા છે, ત્હમને હમેશાં તે બોલાવે છે. તેથી ત્હમે પિતાનો શબ્દ સાંભળીને—ઓળખીને હર્ષથી—ઉત્સાહથી ત્હેની સેવામાં સામેલ થાઓ અને ફરીથી આખી પૃથ્વીને સ્વર્ગ બનાવી દો, એજ યાચના છે.



**રાજેન્દ્રરસ**—ખાસ સુતીકારોગ (સુવાવડનાં રોગથી પીડાતી સ્ત્રીઓની સ્પેશીયલ દવા. તેઓના ગમે તેવા રોગોને એકદમ તાકીદે આરામ આપે છે, શીશી રૂ ૧-૦-૦

**બાલામૃતરસ**—ખાસ નાદુરસ્ત બચ્ચાંઓને માટે નાની મોટી ઉધરસ, પેટનું ફુલવું, ઝીગુજાર, લોહીનું ફીકાપણું વીગેરે અનેક રોગોને આરામ આપી ચહેરો ખીલાવી ફુલગુલાબી બનાવનાર શીશી. રૂ. ૦-૮-૦

ઘણા ફક્ત વિશેષ માહીતી માટે કેટલોક મંગાવો.

**સ્વદેશી ઓષધોનો સ્ટોર અમદાવાદ અને**

**મુંબઈ કાલબાદેવી રોડ.**

**માલીક રસવૈદ્ય રૂગનાથ હરીભાઈ.**

——(૦)——

નિચેની ચોપડીઓ છપાય છે, થોડા વખતમાં
બહાર પડશે.

૧ કમલા પ્રત્યે સત્યેન્દ્રના પત્રો.

૨ કમલા અને સત્યેન્દ્ર.

H. G. Bhatt

પુસ્તક મળવાનું ઠેકાણું—

માસ્તર શંકરલાલ નાથાલાલ,
એં. વી. સ્કુલ—સિદ્ધપુર.

મી. સોલંકી c/o સવૈદ્ય રૂપનાથ હરિભાઈ.
રાયપુરદરવાજા—અમદાવાદ.

રા. રા. ભગવાન ન્હાનાલાલ.
ઘાંસ બહુચરની પોળ—વડોદરા.

રા. રા. સોમેશ્વર છગનલાલ ભટ્ટ.
મુનસારી દરવાજે—વીરમગામ.